જરથોસ્તી ધર્મ-માળા:

(અંક ૧ લો.)

૫૫૭૯

# ભાઇબંધી.

(જરથોસ્તી ધર્મનો મુળ કાનુન)

લખનાર —વોહુ-મન

"ગમે દીન ખોર, કે ગમ ગમે દીન અસ્ત,
હમે ગમહા ફુરેતર અઝ ઇન અસ્ત"
નનો ગમખા, કે તેજ ખરો ગમ છે, બીજા ગમો એથી ઉતરતા છે

મુંબઇ:
રીપન પ્રીન્ટીંગ પ્રેસ, કાલબાદેવી.

યઝદજર્દી સને ૧૨૯૩.

# ખુલાસો.

આ નીબંધ "જરથોસ્તી ભાઇબંધો" ની મંડળીની એક સભામા ની સંભળાવ્યો હતો, જયાર પછી ગયા મારેચ મહીનાના ગુલઅફશા-નમાં તે પ્રગટ થયો હતો. ત્યાર પછી ઘટતા ફેરફાર અને વધારા સ. આ આકારમા તેને મંડળી તરફથી પ્રગટ કરવામા આવ્યો છે.

મંડળીની મુળ નેમને લગતી આ બાબદ હોવાથી તેને પહેલા અંક તરીકે પ્રગટ કરવામા આવી છે.

"જરથોસ્તી ધર્મ-માળા" મા સમાયલા વિચારે

પોતે જવાબદાર રહેશે.

રોજ ૧૯ મો, માહ ૭ મો, શહેનશાહી,
સને ૧૨૧૩ યજદજર્દી.

પજદાં!

# જરથોસ્તી ધર્મ-માળા:

(અંક ૧ લો.)

# ભાઇબંધી.

(જરથોસ્તી ધર્મનો એક મુળ કાનુન)

લખનાર:—વોહુ-મન.

આસ્તુએ દએનામ વધઉહીમ માજદયસ્નીમ ફ્રસપાયએ ...મ નિધાસ્નઇથિષેમ ખએત્વદથાંમ અષઓનીમ —યજસ્ને ૧૨-૯.

ભલી માજદયસ્ની દીન કે જે ઝઘડો મટાડનારી, (યાને માહો માંહેનાં કકાસને દુર કરનારો), હથ્યાર છોડાવનારી, તથા દોસ્તી, ભાઇબધી, અને ખેશાવદી આપનારો અશો છે, તેને હુ વખાણુ છુ.

તે કરીમે કારસાજે પોતાની કામેલ કુદરતથી માણુસજાતને અક્કલનુ કીમતી ગોહર બક્ષી, તેને સર્વ પ્રાણીઓ ઉપર ચઢતો દરજ્જો આપ્યો છે આ ચઢતો દરજ્જો માણુસ જાતને આપવાનુ કારણ એ કે, તેને મળેલા અક્કલના કીમતી ગોહરથી તે આ દુન્યામા ખરા ખોટાને જુદુ પાડી, ખોટાને તજી, ખરા ઉપર અમલ કરી, પોતાની સર્વ ફરજો બજાવી, આ મુસાફરખાના સમાન દુન્યા, કે જ્યાં તે માત્ર મુસાફરીને અરથે આવ્યો છે, ત્યાથી પોતાના વેપારમા પ્રમાણીકપણે નફો મેલવી, ભરયો પુરયો પોતાને વતન પાછો સીધારે

માણુસ આ દુન્યામા એખલો ઉત્પન થયો નથી, તેની સાથે કાઇ અસખ્ય પેદાયશો તે કરીમે કારસાજે ઉત્પન કીધી છે. હરેક ચીજ કાઇ પણ કામસરજ જન્મ લે છે, માટે માણુસ પણ આ દુન્યામા કાઇ નકામો આવ્યો નથી. તે પોતાની સાથે પોતાનુ કામ પણ લેતો આવ્યો છે, અને તે કામ શુ છે? તે આપણે જોઇએ. તેનુ કામ તે પોતાની સાથે પેદા થયલા પોતાના જાતભાઇઓ, એટલે કુલ દુન્યાના માણુસજાત,

તરફની તેની ફરજ છે આ કુલ માણુસજાત તરફની જે તેની ફરજો, તેમાની સઉથી પેહલી ફરજ તે ભાઇબધી યાને એકદીલીની છે. ભાઇબધી યાને એકદીલી એ કુદરતનો, સર્વ ધર્મનો, અને સર્વ ખરી ફીલસુફીનો પહેલો અને મુળ કાનુન છે એ અશોઇનુ પહેલુ પગથીઉ છે. ભાઇબધી વીના અશોઇ હોતીજ નથી. જ્યા સુધી એક માણુસ, પોતાના જાતભાઇઓ, કુલ દુન્યાના માણુસજાત, બલકે કુલ દુન્યાની સઘળી પેદાયશ સાથે, સમાન યાને એક સરખા પ્યારથી વરતવાને શકિતવાન થાય નહી, જ્યા સુધી તેના અંતઃકરણમાથી ભાઇબધી યાને એકદીલીના નીરમળ ખાલેસ રૂપેરી પાણીનો ઝરો વહીને આબાદી અને શાતી આસપાસ પાથરવાને શકિતવાન થાય નહીં, ત્યાસુધી તે અશોમા ખપવાનો દાવો કદી પણ કરી શકે નહીં

હરેક ધરમ ભાઇબધીનો ઉમદા કાનુન શીખવે છે તેના સ્થાપનારો પેગબરો કુલ જગતની સઘળી પેદાયશો તરફ ભાઇબધીથી વરતવાને પોતાના શાગેરદોને તાકીદ કરી ગયા છે પણ તેઓના અસલ વિચારો ઉપર મોટી ચાદર પથરાઇ છે આજે ભાઇબધીનો અરથ ઉલટાઇ ગયો છે. ખ્રીસ્તીઓ તમને ખુલ્લા હાથે, જો તમો તેના ધર્મમાં જોડાઓ તો, પોતાના એક ભાઇબધ તરીકે ગણવાને બોલાવે છે પણ જ્યા સુધી તમો તે ધરમમા જોડાઓ નહિ ત્યા સુધી, તેઓ તમને ભાઇબધ ગણવાને ના પાડશે એ ભાઇબધી માટેના ખ્રીસ્તીઓના વિચાર! ઇસ્લામી ભાઇઓનુ કોરાન કુલ માણુસજાતને ભાઇબધ ગણવાને શીખવે છે પણ સર્વમા તે વિચાર બદલાઈ ગયો છે ખરી ભાઇબધી તે કુલ માણુસજાત તરફ સમાન યાને એક સરખા પ્યારથી વરતવામા, કુલ માણુસજાતના સુખ અને ભલા માટે કોશેસ કરવામા, તથા બિનોઈ ભાઇબધીનો ઝરો વહેતો કરવામા સમાયલી છે ખુદ કુદરત તરફથી આપણુને ભાઇબધીનો ધડો મળે છે ભાઇબધી એ કુદરતનો કાયદો છે, કુલ માણુસ જાતને, બલ્કે દુન્યાની કુલ પેદાયશોને બનાવનાર તે એકજ ખુદા છે જ્યારે એમજ છે, ત્યારે માણુસ જાતમા જુદાઈ શાની? માનવી માત્રનુ શરીર એક સરખી ચીજોમાથીજ ઉત્પન થયુ છે; તેના શરીરમા જે ધીમો પ્રકાશ ચળકે છે, તે પણ તે એકજ કરીમ કારસાજના બોહળા દરયાવમાનુ ટીપુ છે. ત્યારે જુદાઈ શા માટે? જેમ કપડા જુદા જુદા રંગના, અને જુદી જુદી તરેહના બનાવવામા

આવે છે, પણ તેની અસલ તો માત્ર એકજ યાને ૨ છે, તેમ માણસનું શરીર જુદા જુદા કદ, અને જુદા જુદા આકારનુ બનાવવામાં આવે છે, તે છતા તેની અસલતો એકજ છે.

જાણીતો સુફી કવી શેખ સાઅદી ભાઇબંધી માટે નીચલી ઉત્તમ બેતો આપે છે —

"બની આદમ અઝાએ યક દીગર અન્દ,
કે દર આફ્રીનેશ ઝે યક જુહેર અન્દ,
ચુ અઝવએ બદર્દ આવર્દ રૂઝગાર,
દીગર અઝુહારા ન માનદ કરાર,
તો કઝ મેહનતે દીગરાન બી ગમી,
નશાયદ કે નામત નેહન્દ આદમી"

"સઘળા માણસો એક બીજાના અવયવો છે, કારણ કે (દુન્યાની) શરૂઆતમા તેઓ એકજ મુળમાથી ઉત્પન્ન થયલા છે, જ્યારે આપણા શરીરના એક અવયવને દુખ પહોચે છે, ત્યારે બીજા અવયવોને કરાર હોતો નથી, જો તુ બીજાઓના દુખનો ગમ ન કરે તો, તુ માનવી કહેવાવાને લાયક નથી"

ખુદ જરથોસ્તીઓનાં પવિત્ર અને બેતી હથ્યાર કુસ્તીમા પણ ભાઇબંધીનો ઉમદા કાનુન સમાયલો નજરે પડે છે કુસ્તી વણાયા આગમજ તેના તાણા (ઉભા દોરા) અને વાણા (આરા દોરા) એક બીજાથી છુટા દેખાય છે, પણ વણાયા પછી તો તે એકજ માલમ પડે છે, યાને તે મુદલ છુટા દેખાતા નથી તે ઉપરથી પણ સમજ પડે છે કે, હરેક દેશ અને શેહેરના રહેવાસીઓમા જાત જાતના માણસો હોય છે, જેઓ બોલી, કાયદો, ચાલચલણ, રીતરવેશ, ખાવુ, પહેરવુ, દીનધરમ, અને સ્વભાવમા એક બીજાથી ઘણીક રીતે વેગળા હોય છે, તોપણ તે સઘળાઓને એકજ ખોદાના પેદા કીધેલા બંદાઓ સમજી, તેઓને ભાઇબંધ દાખલ ગણી તેઓ સાથે નરમાશ, મહેરબાની તથા ભલાઈ રાખવી આ કુસ્તી ઉપરથી મળતા ઉત્તમ સબકથી હરેક ખરા મઝદયસ્નાનની ફરજ છે કે, સરવ તરફ ભાઇબંધીની લાગણી અને એકદીલીનો ખાલેસ પ્યાર ધરાવવો.

જાણીતા ઇંગ્રેજ ગ્રંથકાર સર વિલ્યમ જોન્સના નીચલા બોલો ઉપરથી માલમ પડેછે, કે ભાઇબંધી જરથોસ્તી ધર્મનો મુળ કાનુન છે.

"ખુદ હઝરત જરથુશ્ત પોતાના શાગેરદોને માણસ જાત તરફની ભાઈબંધી શીખવતા હતા એટલુંજ નહિં, પણ દુન્યાની દેખાઈતી અને અણદીઠ સઘળી પેદાયશો તરફ ભાઈબંધીની લાગણી દેખાડવા માટે સબક આપતા હતા"

માણસો સાકળની કડીની માફક એકમેક સાથે જોડાયલા છે, અને તેઓ માત્ર એકજ ગંજાવર ચીજના ભાગો છે મુખ્ય કરી "ધર્મ, ઈન્સાન મંડળનું મુળ બંધન હોવાથી જ્યારે તે મંડળ ભાઈબંધીના ખરા ગાઢથી જોડાયલું હોય છે, ત્યારે ખરૂં સુખ પ્રાપ્ત થાય છે"

યજશ્નેના ૨૬ મા હામા જણાવે છે કે "આ દેશમા વસ્તા અશો લોકોની ફ્રવશીઓને હમો વખાણ્યે છીએ, બીજા દેશમાં વસ્તા અશો લોકોની ફ્રવશીઓને હમો વખાણ્યે છીએ"

આ દુન્યાની આબાદી, ખુબી અને ખુશી, એ સઘળુ ભાઈબંધી ઉપરજ આધાર રાખે છે, સંપ અને ભાઈબંધી જ્યા હોય છે, ત્યાજ આબાદી પોતાના ખુશાલી ભર્યા કદમ લાવે છે સુલેહ સંપજને તથા ભાઈબંધીને જરથોસ્તી ધરમમા વખાણવામા આવ્યા છે મરત્ત સાથે સુલેહ સંપજ અને ભાઈબંધીથી રહેવું, એ એક મઝદયસ્નાનની ફરજ છે, અને તે ખોદાતાલાને પસંદ છે, એ માટે વીસ્પરદમા જણાવે છે કે,

આક્ષ્તીમ હામ વએન્તીમ યજમઇદે,=સુલેહ અને હોમતને હમો ચાહીએ છીએ.

એથી ઉલટુંજ સુલેહ સંપજ તોડનારને યાને કુસંપ લાવનારને ખોદાતાલા નાપસંદ કરે છે, જે માટે અરદીબેહેસ્ત યશ્નમ' જણાવે છે કે,

અનાક્ષ્ત અનાક્ષ્તોનેમ જનાદ=સુલેહ સંપજ નહિ રાખનારાઓ મારેલા યાને તુટેલા થાઓ

તવારીખો ઉપરથી પણ સાબેત થાય છે કે, જે દેશ, કોમ, કુટુંબ, યા ટોળામા કુસંપ અને કપટના નેહેસ્ત કદમ દાખલ થયા, તેના ચલકતા સેતારાનો અંત આવ્યો છે

કુલ માણસજાત એક મોટા ઝાડ સમાન છે, અને જેમ ઝાડની એક ડાખળી છુટી પડયા પછી તે કાંઈ પણ ફળ આપતી નથી, અને નકામી થઈ પડે છે, તેમજ એક માણસ, જે બીજાના સુખ-દુખમા ભાગ લેતા નથી, અને બીજાઓને પોતાથી જુદાં ગણી ધીક્કારે છે તે, કોઈ પણ રીતે પોતે સુખી થઈ શકતો નથી. જ્યા સુધી દુન્યાના બેતર-

માંથી એકલપેટાપણાની જંગલી ઝાડીઓ જડ મુળથી ઉખેડી નાંખી, તેમાં ભાઇબધીના બી નાખી, તે ઉપર સરખા પ્યારનું નીરમળ પાણી સીંપવામાં આવે નહિ, ત્યાંસુધી, સુખનાં અને આબાદીના ફળ કદી પણ મેળવી શકાય નહિ. જ્યાં સુધી જુદાઇ અને એકલપેટાપણાનાં પાણીના તોફાની મોજાઓને ભાઇબધી અને એકદીલીના તેલથી શાંત કરવામાં આવે નહિ, ત્યાં સુધી, માણસ જાતનું નીરાધાર વહાણ દરયાવને પેલે પાર, જ્યાં હમેશગી અને ખોદાઇ નુરનો અનંત પ્રકાશ પથરાયલો છે, ત્યાં, કદી પણ સહીસલામત જવા પામે નહિ. ખરી ભાઇબધી અને ખરી એકદીલી એજ ખરૂં બળ છે. (Union is strength) આટલું તો ખરૂં છે કે, ભાઇબધીના ગાઠથી જોડાયાથી માનવી માત્ર આબાદીથી ટેકવાઇ રહે છે, બલ્કે પોતાના કામોમાં આગળ વધે છે, જ્યારે કુસપની કાતરથી કપાયલા તેઓ જલદીથી તુટી પડે છે

જે, કાંઇપણ બદલાની આશા વીના, પોતાના ફાયદાનો ભોગ આપીને બીજાનું ભલુ કરવા માટે મહેનત કરે છે, તે, બચીત પોતાના કામનો સંપુરણ બદલો મેળવશે "બીજાનું ભલું" એજ આપણા હરેક કામોની નેમ હોવી જોઇએ. એજ આપણો મુદ્રા-લેખ (Motto) હોવો જોઇએ. આપણા પોતાના લાભોથી આપણને જુદા પાડવામાંજ આપણું સઘલું મેળવીએ છીએ. ખુદ મરણ પણ ભાઇબધીનો ઉમદા સબક આપણને આપે છે. અફલાતુન યાને પ્લેટો નામનો યુનાની હકીમ કહે છે કે, "યાદ કર તે જગાને, કે તું એવી જગા ઉપર જશે, કે જે જગા ઉપર શેઠ તથા ચાકર, તેમજ ગુલામ તથા સાહેબ, સઉ બરાબર છે" ખુદ મરણ પછીની આરામગાહ પણ ભાઇબધીનો ઉત્તમ સબક આપે છે.

પણ હાલના જુદાઇ અને એકલપેટાપણાના જમાનામાં સઘળા ઉત્તમ સબકો ઉપર પાણી ફરયું છે. હરેક માણસ બીજાના ભલાની કાંઇ પણ દરકાર કરયા વગર માત્ર પોતાનું ભલું શોધે છે, અને તે પણ બીજાના ફાયદાને ભોગે, આથી જગે જગ કુસપ ચાલે છે. પરીણામ આખરે એજ કે, કુસપ જે પોતાની સાથે પોતાની બેહનપણી 'પડતી' ને લઇ આવે છે, તે, પોતાનો નેહેસ્તપ જો મારે છે, અને આખરે જ્યાં કુસપ ત્યાં પડતી. આ પડતીના પાપી પંજાથી બચવાને માટે હરેક

માણસે ભાઇબંધી યાને એકદીલીના મજબુત ગાઠથી બંધાવું જોઇએ ફોઇને દુખી કરી પોતે સુખી થવાનો કદી પણ વિચાર રાખવો નહિ. માણસને પરવરદેગારે અક્કલ બક્ષી છે, કે જેથી તે તેનો સારો ઉપયોગ કરે પણ આ બાબદમા તે પોતાની અક્કલને આગળ વધવા દેતો નથી. જાનવરોના ટોળામાં તથા પક્ષીઓના માળામા, જે ભાઇ-બધી અને પ્યાર માલમ પડે છે, તેવીજ ભાઇબધી અને તેવોજ પ્યાર માણસોની કોમમા માલમ પડવો મુશ્કેલ છે. આ બાબદમા જો માણસ ભાઇબંધીના કાયદાને અનુસરીને ચાલે નહિ તો જાનવરો અને હેવાનો માણસ કરતા બેહેતર ગણી શકાય

જેમ એક ખેતરમા સીપવા માટે ઉડા કુવામાથી પાણી કાઢતા મહેનત પડે છે પણ તે પાણીના સીપાયાથી જે આબાદી અને લીલા લેહેર આસપાસ નજરે પડે છે, અને જેથી આગલી મહેનતનુ દુખ ભુલાઇ જવાય છે, તેમજ જે વખતે અતકરણમાથી એકદીલીના નીરમળ ઝરાનુ પાણી જોશભર વહેવાડવાની કોશેશ કરવી પડે છે, તે વખતે, કાંઇક દુ.ખ ઉત્પન થાય છે. આપણા પોતાના લાભોના આપવા પડતા ભોગથી આપણને ભારે દુખ ઉત્પન થાય છે, પણ તે એક દીલીના આસપાસ ઉડેલા નીરમળ પાણીથી હરેક, સપજ અને આબાદીનો શાત અને ખુશાલી ભરયો જે દેખાવ નજરે પડે છે, તેની ખરેખરી દુન્યાનો બીજો કોઇ બાકી દેખાવ કરવાને શકિતવાન થાય નહિ, આ દેખાવથી મળતુ સુખ માણસનુ સઘળુ દુખ ભુલાવી દે છે.

ભાઇબંધી યાને એકદીલી એ ખોદાઇ આશીષ છે, અને ખરો ભાગ્યવાન તેજ, કે જે, પોતાના અતકરણના ગોલાબને ભાઇબધીના નીરમળ પાણીથી ખીલવવાને શકિતવાન થાય છે.

પણ ભાઇબધી યાને એકદીલી એખ્ત્યાર કરવા પહેલા તેના જે નાના ભાઇબધો છે તે એખ્ત્યાર કરવા જોઇએ આ, જે નાના બીયા છે તે દયા, નમ્રતા, પ્યાર, વીગેરે છે. આ બીયા રોપવા આગમજ વળી જુદાઇ અને એકલપેટાપણાના ભાઇબધોના જે જગલી ઝાડ ઝાખરા છે તે જડમુળથી ઉખેડી કાઢવા જોઇએ આ ઝાડ ઝાખરા તે મગરૂરી, કીનો, અદેખાઈ, બીજા તરફ ધીક્કાર વીગેરે છે જો એ ઝાડ ઝાખરાના મુળને રેહેવા દીધા હોય તો ભાઇબધીના બાયા તે જમીનમા કદી પણ ખીલી શકે નહીં. માટે ભાઇબધીના નિરદોષ, અને સુદર ગોલાબના

ઝાડની આસપાસ દયા, નમ્રતા, પ્યાર, વીગેરેના લોખંડના મજબુત સ-ળયાની વાડ કરી લેવી જોઇએ. જેથી મગરૂરી, કીનો, અદેખાઇ અને જુદાઇના જંગલી જાનવરો તેમાંથી દાખલ થઇ તે નિરદોષ ગોલાબના ઝાડને કાંઇ પણ ઇજા કરી શકે નહીં. મગરૂરી, કીનો, અદેખાઇ, જુદાઇ અને એકલપેટાપણાના તોફાની મહાસાગરમાંથી ભાઇબંધીના વહાણને પસાર કરવા આગમજ તેને દયા, નમ્રતા અને પ્યારના મજબુત સઢો તથા ફુલેમાથી તઇયાર કરી તોફાનની દરકાર કરયા વીના યઝદાનું નામ જુ-બાન ઉપર લઇ ઝીપલાવવું જોઇએ; અને જો ભાઇબંધીનું વહાણું મજબુત હશે તો તેની ઉપર તોફાનની જરા પણ અસર થઇ શકશે નહી જો પડતીના ભયાનક વંટોળ્યાથી બચવું હોય તો ભાઇબંધી યાને એકદીલીને હંમેશ સાથે રાખો સરવ સાથે સમાન યાને એકસ-રખા પ્યારથી વરતો ત્યારે અને ત્યારેજ સહીસલામત અને નફાભરી મુસાફરી થઇ શકશે, આ દુન્યાના બજારમાં જો ભાઇબંધી, દયા, નમ્રતા અને પ્યારના કીમતી ઝવાહીરોનો વેપાર થશે તો નફો મળશે. અગર નહી તો તેથી ઉલટું જ જુદાઇ, મગરૂરી, કીનો, અદેખાઇ અને એકલપેટાપણાના પથરાનો વેપાર કરવા જશો તો તે નફો તો કાંઇ મેળવી આપશેજ નહીં, બલકે ખાલી ભાર પડશે, અને તે ભારથી ઘર પાછા જતા તે બોજા તળે કચડાઇ જવું પડશે.

- એ એક જાતની દીલની છુપી સખાવત છે એકલપેટા-
દીવસે થતી લુટફાટ યા ખુન સમાન છે તે કેમ તે
એ. ભાઇબંધીના ઝાડમાં એક મુખ્ય અને મોટી શાખા
ખાનું નામ 'ભલી ઇચ્છા' કરીને છે, સરવનું ભલું
સરવનો મુદ્રા લેખ (Motto) હોવો જોઇએ. માણસની
શીષ જે તેના મનમાંથી નીકળે છે તેની દુન્યામાં અસર
ને દીલથી લોકોનું ભલું ઇચ્છવું એ સરવથી મોટી અને
વત છે. આ ભલી ઇચ્છાનો નીકલેલો સખાવતનો ઝરો કુલ
ફરી વળી ત્યાથી તેને બરનો બદલો લઇ પાછો ફરેછે. જે
ા તે નીકળેછે ત્યાજ તે દુન્યાની મહસ્સીયા કરી પાછો આવેછે,
યારેજ દીલ ખરૂં સુખ મેળવે છે. આ પાછો ફરેલો ઝરો આ-
અને શાતીના સુંદર મોતીઓ લઇ આવે છે અને તેનો બેકી-
હાર પોતાના મુળમાં એટલે અંતઃકરણમાં લાવીને મુકે છે, આનો
રથ તે ભાઇબંધી એટલે છુપી સખાવત.

હવે એકલપેટાપણું તે લોકોનું ભલુ થતું હોય તેની અદેખાઈ કરી તેઓનુ બુરૂ ઇચ્છવુ, અને પોતે સઘળા લાભ મેળવવાની ઇચ્છા કરવી તે એક ધોળે દીવસે કીધેલી લુટફાટ યા ખુન સમાનજ છે એક માણુસને લુટી તેની માલમતા લેવામા આવે છે યા તેનુ ગળુ કાપવામા આવેછે તેને આપણે લુટફાટ અને ખુન કહીએ છીએ આ પણ તેમજ છે તેને મળના લાભો તેનુ બુરૂ ઇચ્છીને લઇ લેવામા આવે છે એ એક મોટી લુટ અને તેનુ બુરૂ ઇચ્છીને તેના અંતકરણ ઉપર અદેખાઇનો તીર મારવામા આવેછે તેથી તેના અંતકરણ ઉપર જે છુપી અસર થાયછે, જે છુપી રીતે તેનુ અંતકરણ દુખથી રીબાય છે, તે તેનુ રીબાવીને ખુન કરયા સમાન છે

પણ કાટાનુ ઝાડ રોપ્યા પછી કદી ગોલાબ મળે? ના, કદી નહીં. તેમ કોઇનુ બુરૂ ઇચ્છી પોતાનો લાભ સાચવવા માગે તે કદી સચવાય? અલબતા નહીંજ તેમ બુરી ઇચ્છાના જે બીયા રોપશે, તેનો જે ફણગો ફુટશે, તેથી તો તે એમજ સમજશે કે હા ઝાડ ઉગ્યુ ખરૂ! પણ તે ઉપર ગોલાબને ઠેકાણે તો સદતર કાટાજ છે, અને ગોલાબની આશામા તે ઝાડ પકડવા જતા તેનો જ્યારે કાટો લાગે છે ત્યારેજ તેની આખો ઉઘડે છે, ત્યારેજ અદેખાઇનો અંધાપો તેની આખપરથી નીકલી જાયછે, ત્યારેજ તે સમજે છે કે ગોલાબની આશા કાટાના ઝાડથી તો કદી રખાયજ નહી

જે નમ્રતા, જે સમાન પ્યાર આગળા આપણા જોવામા આવતો હતો, તેની જગ્યા હાલના જુવાન્યાઓ લીધી છે, આજે નમ્રતા તદન નીકળી ગઇ છે આજે મનથી રાજા સમાન છે પણુ નહિ, કુલ જગતને તે પરવ રીતે પેદા કીધી છે કે દરેક જણુ એકમેકની મદદનો ઉ માણુસજાત ઉપર ઘણાએક નાનામા નાના જાનવરોના પ ઉપકારો થાય છે

"ત્યારે, આપણી, આપણ ઇન્સાન્યતના બેટાઓની ફરજ તે કીરતારની ખુશી કબુલ રાખવી, જેણે આપણુને અક્કલની મો આપી, જબાનની બક્ષેસ કીધી, અને અરસ પરસની મદદ એકમેકની જરૂર લેવા તથા આપવા માટે આપણુને મંડળીમા મુ છે. આપણો ખોરાક, આપણો પોશાક, આપણી સંસારી સગવ

પ૬૪૦



આપણું રક્ષણ, આપણી જીદગીનું સુખ-ચેન અને મોજમજાહ એ સરવ બીજાઓની મદદના આધારમાં છે એ સઘળું મનુષ્ય મડળ વગર આપણે કદી પણ પામી શકયે નહી. માટે આપણી ફરજ છે કે મનુષ્ય જાતના ભાઇબધ થઇને રેહેવું."

"જેમ એક ગોલાબ પોતાની જાતી ખાશયતમાથી ખુસ્બો કાઢે છે, તેમ એક પરોપકાર ખુબીના માણસના દીલ મધેથી સારા કામોની ખુસબ્ધ નીકળે છે. તે પોતાનાં અંત:કરણની શાતી અને સુખ ભોગવે છે, અને પોતાના પાડોશીના આબાદીની જોઇ મનમા આનદ પામે છે, કારણ કે અદેખાઇનો દેવ તેની ચકચકીત આખોને આધળી કરી શકતો નથી. તે બીજાઓની બદગોઇ ઉપર કાન ખોલતો નથી. માણસનો વાક અને ખામી જોઇ તેના દીલમા દુખ લાગે છે," પણ તે સમજે છે કે ધીમે ધીમે તે ખામીઓ સુધરશે.

"કોઇનુ પણ ભલું કરવું એજ તેના દીલની અતી આતુર ઇચ્છા છે તેજ ઇચ્છામા તેનુ જીગર કુદયા કરે છે અને તે ઇચ્છા જયારે અમલમા આવેછે, ત્યારેજ તેનું જીગર શાત થાયછે. ભલુ કરવાની તે દરેક તક શોધતો રહેછે, અને બીજા ઉપર પડતા દુખનુ નીવારણ કરવામા તેને પોતાને મોટે આરામ અને સતોશ ઉપજે છે.

તેના મન અને જીગરનો વિસ્તાર એટલો તો મોટો હોયછે કે કુલ આદમજાતનું ભલું કરવાની ઇચ્છા તે મધે સમાયલી છે, અને પોતાના હઇડાની ઉદારતાથી સરવના સુખમા વધારો કરવાની કોશીસ કરેછે."

કુદરત તરફ જરા નજર કરો! તે તો સઘળે સરખીજ બક્ષેસ રડેછે. જે આફતાબ અને માહતાબ આકાશ ઉપર પ્રકાશેછે તેઓના નુર તરફ જુઓ! તે રોશન આફતાબ જેવો પ્રકાશ અને અજવાળું એક રાજાના મહેલમાં પાથરે છે, તેવોજ પ્રકાશ અને તેવુંજ અજવાળુ એક ગરીબની ઝુંપડીમા પણ ફેકવાને તે ચુકે?

ઉપરથી પડતા વરસાદ ઉપર નજર કરો.
જળ રેડતો નથી; તેમ કાઇ ગરીબ
નથી; તેની જારયત એકજ છે; તે
પુરૂં પાડે છે. આ સઘળું આપણને
ઉમદામાં ઉમદા કાનુન શીખવે છે.

ચગડાં !

# જરથોસ્તી ભાઇબંધોની મંડળી.

ધર્મને લગતી બાબદોનો અભ્યાસ પારસીઓમા, (મુખ્ય કરી પારસી જુવાન્યાઓમા) વધારવાની જરૂર દરરોજ વધતી જતી દેખાય છે આ ઉત્તમ અભ્યાસનો જુવાન્યાઓમા વધારો થાય એવા હેતુથી ઉપલી મંડળી સ્થાપવામા આવી છે આ મંડળીની મુખ્ય નેમ એ છે કે —

૧ લી.—જરથોસ્તીઓમા ભાઇબંધી અને એકદીલીનો વધારો કરવો.

૨ જી.—જરથોસ્તી ધરમની ફીલસુફી અને વિદ્યાઓનો અભ્યાસ વધારવો.

મંડળીના સઘળા સભાસદો સાથે ભાઇબંધીની રીતે વર્તવા સીવાય બીજી કોઇપણ ફરજ સભાસદોને માથે નાખવામા આવશે નહિ સ્કુલના તથા કોલેજના વિદ્યાર્થીઓને અરજ કરવામા આવે છે કે, આ મંડળીમા જોડાઇ, તેને પોતાથી બનતી મદદ કરવી આ મંડળીની દર શનીવાર તથા રવિવારે સાંજે પાંચ વાગતે નિયમસર મળતી સભાઓ સર્વ જરથોસ્તી જવાન્યાઓ માટે ખુલ્લી છે

કાયદા કાનુનો, તથા દાખલ થવાની અરજીના ફારમો નીચલે ઠેકાણેથી મળશે આ બાબદ વધુ પુછપરછ કરવા ચહાનારાઓને અરજ કરવામા આવે છે કે, દર શનીવાર તથા રવિવારે સાંજે પાંચથી સાત સુધીમા નીચે લખેલે ઠેકાણે આ મંડળીના સરનશીનને મળીને

ભાઇબંધોની મંડળી,

૨ બોયઝ એન્ડ ગર્લ્સ વાલા મકાનની પાસે,

ધોબીતલાવ.